॥ ॐ तत्स परमा मने नमः ॥

# પરમભક્ત પ્રહ્લાદ

કિંવા

## નૃસિંહાવતાર

નામક

પંડિત રાધેશ્યામ કવિરત્ન પાસે

ખાસ લખાવેલા નાટકનો સંક્ષિપ્ત સાર તથા ગાયનો

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे" ॥

श्रीमद्भगवद्गीताः अ० ४ : श्लो० ८.

પ્રકાશક

માણેકજી જીવણજી માસ્તર

માલિક, નવી આલફ્રેડ નાટક મંડળી

માસ્તર થીએટર, ઘીકાંટા; અમદાવાદ.



વિક્રમ અબ્દ ૧૯૭૯ ઇ. સ. ૧૯૨૨

મૂલ્ય ચાર આના

" સાધુ જનોની રક્ષા દુષ્ટોના વિનાશ તથા ધર્મની સંસ્થાપનામાટે હું યુગ યુગમા અવતાર ધારૂં છું. "

શ્રીમદ્ભગવદ્ગીતા અ. ૪ શ્લો. ૮.



દ્વિતીય આવૃત્તિ પ્રત ૩૦૦૦

" ધી જૈન એડવોકેટ " પ્રિન્ટિંગ પ્રેસમા
શાહ ચિમનલાલ ગોકળદાસે છાપી.
જેસિંગભાઇની વાડી, ઘીકાંટા; અમદાવાદ.

# પ્રસ્તાવના

આજથી લગભગ છ વર્ષની વાતપર અમારી નવી આલ્ફ્રેડ નાટક મંડળીએ હિન્દુસ્તાનની પ્રજા જે ભાષાને આખા હિન્દુસ્તાનની એક ભાષા એટલે કે Lingua Franca કરવામાટેની મોટી કોશિશ કરી રહી છે અને ખરેખર જે ભાષા આખા હિન્દુસ્તાનની સર્વસાધારણ ભાષા થવાની પૂરેપુરી લાયકાત ધરાવે છે તે હિન્દી ભાષામાં નાટકો ભજવીને એ ભાષાને હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં ફેલાવવાના તેમ જ આર્ય લોકોની જૂની ઐતિહાસિક તથા ધાર્મિક ભાવનાઓને ઐતિહાસિક તથા ધાર્મિક નાટકોમર્ફત ફરીથી જાગ્રત કરવાના મતલબથી "વીર અભિમન્યુ" નામનું હિન્દી નાટક 'મહાભારત' ના આધારે લખાવીને રંગભુમિપર ભજવી બતાવ્યું હતું. તે નાટક મધ્ય હિન્દુસ્તાનનાં દિલ્હી, લખનૌ, મુરાદાબાદ તથા કાનપુર વગેરે જગ્યાએ તેમ જ મુંબઇ, સૂરત તથા અમદાવાદ જેવા હિન્દી ભાષાના ઓછા ફેલાવાવાળાં શહેરોમાં પણ પ્રેક્ષકોના આદરને પાત્ર થયું હતું. અમારા એ પ્રયત્નમાં અમોને અમારી ધારણા કરતાં વધારે સફળતા મળેલી હોવાથી કુદરતી રીતે જ અમારા ઉત્સાહમાં વધારો થયો હતો અને તે ઉત્સાહને લીધે જ અમો આજે હિન્દી ભાષામાં લખાયલા "પરમ ભક્ત પ્રહ્લાદ કિંવા નૃસિંહાવતાર" નામનું નવું ધાર્મિક અથવા પૌરાણિક નાટક પ્રેક્ષકો આગળ રંગભુમિપર ભજવવાનું સાહસ કરીએ છીએ. અમારી ધારણા પ્રમાણે અમોએ આ નાટકને ઉત્તમ લેખરૂપ અંદરના શૃંગાર તેમ જ જોઇએ તેવી સીનસીનરી તથા પોશાક વગેરે બહારનાં સાધનોવડે શૃંગારવામાં કોઇ પણ જાતની કચાશ રાખી નથી; છતાં પણ અમારા એ પ્રયત્નની સફળતાનો નિર્ણય કરવાનો અધિકાર પ્રેક્ષકોનો હોવાથી એ વિષયમાં અત્યારે અમો પોતે કાંઇ પણ બોલીએ એ અણઘટતું જ કહેવાશે; કારણ કે, કામ કરનાર માણસ છે અને યશ અથવા ફળ આપનાર પરમેશ્વર છે. હવે અમો આ નાટકના અસલ વસ્તુનો કાંઇક ખ્યાલ આપીશું

'શ્રીમદ્ ભાગવત' ના સાતમા સ્કંધમાં શ્રી વિષ્ણુભગવાનના પરમભક્ત અને રાક્ષસકુલની શોભારૂપ પ્રહ્લાદની જે કથા વિસ્તારથી આપવામાં આવેલી છે તેનો સાર એ છે કે જે હિરણ્યાક્ષ નામનો દૈત્ય પૃથ્વીને પાતાળમાં લઇ ગયો હતો અને જેને વિષ્ણુએ વરાહ અવતાર લઇને માર્યો હતો, તે હિરણ્યાક્ષનો હિરણ્યકશિપુ જોડીઓ ભાઈ હતો. તેણે તપ કરીને બ્રહ્મા પાસેથી દિવસે કે રાતે મનુષ્ય કે પશુપક્ષીથી તેમ જ કોઇ પણ જાતના શસ્ત્રથી તેનું મરણ ન થાય એવો વર મેળવ્યો હતો. વરદાન મેળવ્યા પછી તેણે અમરાવતીમાંથી દેવોને હાંકી કાઢીને ઇન્દ્રપુરીપર કબ્જો કર્યો હતો. હિરણ્યકશિપુ વિષ્ણુનો વિરોધી હોવાથી તેમની સાથે યુદ્ધ કરવાના વિચારથી તેમને શોધવા નીકળ્યો હતો. પરંતુ તેઓ તેને કોઇપણ ઠેકાણે ન મળવાથી તે બહુ ચીડાઇ ગયો હતો. એવામાં બનાવ એવો બન્યો કે તેનો પુત્ર પ્રહ્લાદ વિષ્ણુનો ભક્ત થયો અને રોજ વિષ્ણુના નામનો જપ કરવા લાગ્યો; ફક્ત એટલું જ નહિ, પણ પાઠશાળામાં તેને ભણવામાટે મૂક્યો તો ત્યાં પણ વિષ્ણુનું નામ જ રટવા લાગ્યો અને બીજા વિદ્યાર્થીઓને પણ એજ નાદે ચઢાવી દીધા. પાઠશાળાના શિક્ષકોએ તેનાથી કંટાળીને તેને પાછો તેના બાપના હાથમાં સોંપી દીધો. હિરણ્યકશિપુએ પોતાના બાળકને મારનાર પોતાના શત્રુ વિષ્ણુનું નામ ન લેવામાટે તેને પહેલાં બહુ સમજાવ્યો. પણ તે સમજ્યો નહિ એટલે તેને મારવાના અનેક ઉપાયો કર્યાં છતાં જેનાપર વિષ્ણુ ભગવાનની કૃપા હતી તે પ્રહ્લાદને દૈત્યોનાં શસ્ત્રો, સાપોની ફેણાઓ, હાથીની સૂંઢો અને અગ્નિના જ્વાળાઓ મારી ન શકી એટલે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને રાજસભામાં બોલાવીને કહ્યું કેઃ "હે ઓછી બુદ્ધિના બાળક તું મારા વગર દુનિયાના બીજા ઈશ્વરને માને છે તો તે તારો ઈશ્વર ક્યાં છે?" પ્રહ્લાદે કહ્યું કેઃ "તે દરેક ઠેકાણે છે." એ પરથી હિરણ્યકશિપુએ પૂછ્યું કેઃ "જો તે સર્વ જગ્યાએ વ્યાપેલો હોય તો આ થાંભલામાં કેમ નથી દેખાતો?" એના જવાબમાં પ્રહ્લાદે જણાવ્યું કેઃ "મને તો આ થાંભલામાં પણ દેખાય છે." પરંતુ હિરણ્યકશિપુએ થાંભલામાં વિષ્ણુને ન જોવાથી પ્રહ્લાદનું માથું કાપી નાખવામાટે જેવું શસ્ત્ર ઉગામ્યું કે તરત જ થાંભલાના બે ભાગ થઈ ગયા અને જેમણે નૃસિંહ—નર તથા સિંહ—નું

મિશ્ર-સ્વરૂપ ધારણ કર્યું હતું તેવા વિષ્ણુ ભગવાને બ્રહ્માના વરદાનને સાચું સાબિત કરવામાટે સભાના ઉંબરામાં (નહિ બહાર કે નહિ અંદર), પોતાની જંઘા ઉપર રાખીને (નહિ પૃથ્વીપર કે નહિ આકાશમાં) અને સન્ધ્યા સમયે (નહિ દિવસે કે નહિ રાતે) પોતાના નખોવતી દૈત્ય હિરણ્યકશિપુને ચીરી નાખ્યો એટલે કે તેને કોઇ પણ જાતના હથિયારથી ન માર્યો અને પ્રહ્‌લાદને તેના બાપના રાજ્યનો રાજા બનાવી દીધો. આ કથાના આધારે જ નાટક રચાયલું છે; છતાં નાટકને સાહિત્ય તથા કલાની નજરે વધારે આકર્ષક તથા બોધક બનાવવામાટે એમાં કલ્પનાનો ઘટતો ઉમેરો પણ કરવામાં આવ્યો છે, એ નવેસરથી જણાવવાની જરૂર નથી.

અસ્તુઃ અમારા "વીર અભિમન્યુ" નાટક પ્રમાણે જ પરમાત્માની કૃપાથી જો અમારૂં આ "પરમભક્ત પ્રહ્‌લાદ" નામનું નવું હિન્દી નાટક લોકોના આદરને પાત્ર થશે, તો એ લોકપ્રિયતાને જ અમો અમારી મેહનતનો બદલો સમજીને એવા જ બીજા પ્રયત્નોનો બમણા ઉત્સાહથી આરંભ કરીશું.

અહમ્મદાબાદ (અમદાવાદ)
માસ્ટર થીએટર
આશ્વિન, શુક્લ તૃતીયા,
શનિવારઃ સં. ૧૯૭૯
તા. ૨૩મી સપ્ટેમ્બર ૧૯૨૨

આપનો કૃપાકાંક્ષી
માણેકજી જીવણજી માસ્ટર
માલિક, નવી આલ્ફ્રેડ નાટક મંડળી.



# પાત્રોનો પરિચય

## પુરુષ પાત્રો

**શ્રી વિષ્ણુ**—સાધુજનરક્ષક અને દુષ્ટજનસંહારક; ભક્તવત્સલ હોવાથી ભક્ત પ્રહ્લાદના ઉદ્ધારમાટે નૃસિંહાવતાર ધારી હિરણ્યકશિપુનો નાશ કરનાર ત્રિભુવનપાલક અંતર્યામી ભગવાન.

**શ્રી શંકર**—કૈલાસનાથ મહાદેવ ( સૃષ્ટિસંહારક શક્તિ )

**હિરણ્યકશિપુ**—વિષ્ણુ ભગવાનનો પરમવિરોધી અને પોતાને 'જગદીશ' મનાવતો મહામદોન્મત્ત દૈત્યરાજ; ભક્ત પ્રહ્લાદનો પિતા.

**પ્રહ્લાદ**—હિરણ્યકશિપુનો યુવરાજ; ભગવાન વિષ્ણુનો અનન્ય ભક્ત ( પ્રસ્તુત નાટકનો નાયક ).

**વજ્રદન્ત**—હિરણ્યકશિપુનો એક સેનાધ્યક્ષ; ક્ષાત્રધર્મપાલક વીરનર.

**વક્રમૂર્ત્તિ**—હિરણ્યકશિપુનો એક ક્રૂરાત્મા સેવક.

**પાંડે**—હિરણ્યકશિપુનો એક સ્વાર્થસાધુ અને 'હાજી હા' કરનારો સેવક તથા પાઠશાળાનો અધ્યાપક.

**લોભીલાલ**—દામનો ગુલામ અને પૂરો ખુશામદી; હિરણ્યકશિપુનો સ્વાર્થપરાયણ દાસ; ચંચળાનો પતિ અને પ્રમોદનો પિતા.

**પ્રમોદ**—લોભીલાલનો પુત્ર: પ્રહ્લાદનો બાલસખા; મહાપવિત્રાત્મા બાલક.

**કોટવાલ**—હિરણ્યકશિપુનો નગરપ્રબંધકર્ત્તા અધિકારી.

એ ઉપરાંત ખેડુતો, બ્રાહ્મણો, કુંભાર અને સભાસદો ઇત્યાદિ.

# સ્ત્રી પાત્રો



**શ્યામલતા**—હિરણ્યકશિપુની ધર્મશીલા તથા પતિપરાયણા પત્ની (રાણી); પ્રહ્લાદની પુત્રવત્સલા માતા.

**ઢુંઢા**—હિરણ્યકશિપુની રાક્ષસીની સંપૂર્ણ પ્રકૃતિની પરિચાયિકા ભગિની; પ્રહ્લાદ તથા તેની માતાની વિરોધિની.

**ભાગ્યવતી**—એક ગરીબ કુંભારણ; વિષ્ણુની પરમ ઉપાસિકા, પ્રહ્લાદને વિષ્ણુનો સાક્ષાત્કાર કરાવનારી; પ્રહ્લાદની ગુરુસ્થાનીયા દેવી.

**ચંચલા**—લોભીલાલની પતિવ્રતા, પરંતુ ચતુરા પત્ની; પ્રમોદની માતા.

રૂખીઓ, બ્રાહ્મણીઓ, વારાંગનાઓ, દેવાંગનાઓ તથા દાસીઓ ઇત્યાદિ.

**સ્થળ: દૈત્યપુરી**



# પરમભક્ત પ્રહ્લાદ

## કિંવા

# નૃસિંહાવતાર

### નામના ચારઅંકી નાટકનો પ્રવેશવાર ટુંક સાર

---

રંગભૂમિ—શરૂઆતમાં નાન્દી અને નાન્દી થઇ રહ્યા પછી સૂત્રધાર તથા નટી આવીને નાટકનું વસ્તુ તથા નાટકનો મતલબ સમજાવી જાય છે.

## અંક ૧ લો

**પ્રવેશ ૧ લો:—સ્થળ હિરણ્યકશિપુના નગરમાં એક કુંભારનું ઘર:** નિભાડામાંના એક માટલામાં એક બિલાડીનાં બે બચ્ચાં પડેલાં હતાં તે યાદ ન રહ્યું, પોતે નિભાડામાં અગ્નિ સળગાવી દીધો અને નિભાડો એકદમ તપી ગયો ત્યાર પછી તે બચ્ચાં યાદ આવવાથી તેમના રક્ષણમાટે કુંભારણ પરમેશ્વરની પ્રાર્થના કરતી દેખાય છે અને " જગદીશ, જગદીશ !" કહીને પરમેશ્વરને બોલાવે છે. એટલામાં અત્યાર સુધી પોતાના બાપ દૈત્યરાજ હિરણ્યકશિપુને જ 'જગદીશ' નામથી ઓળખનો રાજકુમાર પ્રહ્લાદ પોતાના મિત્ર પ્રમોદ સાથે ત્યાં આવી લાગે છે અને કુંભારણ 'જગદીશ' ના નામથી પોતાના પિતાને બોલાવતી હશે એમ ધારીને તે કુંભારણને પગલી અથવા ગાંડી કહે છે. એ પછી કુંભારણ તથા પ્રહ્લાદ વચ્ચે સાચો જગદીશ કોણ છે એ બાબતનો વાદવિવાદ શરૂ થાય છે; કુંભારણ દરેક ચીજમાં અને દરેક જગ્યામાં વ્યાપી રહેલા સર્વશક્તિમાન પ્રભુને જગદીશ તરીકે ઓળખાવે છે અને હિરણ્યકશિપુને જગદીશ તરીકે માનવાની ના પાડે છે: પ્રહ્લાદ પોતાના પિતાનેજ જગદીશ માનવાની હઠ લઇ બેસે છે અને કુંભારણને રાજદ્રોહી ઠરાવે છે. અંતે એ વાદવિવાદનો નિવેડો એમ થાય છે કે જો બળતા નિભાડામાંથી બિલાડીનાં બચ્ચાંને કુંભારણનો

જગદીશ જીવતાં બહાર કાઢે, તો પ્રહ્‌લાદ હિરણ્યકશિપુને જગદીશ ન માનતાં સર્વવ્યાપક જગદીનેજ જગદીશ માનતો થાય; અને જો બચ્ચાં બળી જાય તો કુંભારણ પોતાનો પ્રાણ ગુમાવે. કુંભારણ એ શર્ત્ત કબૂલ રાખી બાનાની પત રાખવામાટે ફરીથી જગદીશની પ્રાર્થના કરે છે. પ્રહ્‌લાદ નિમાડો ઉઘાડે છે તેમાંથી બિલાડીનાં બચ્ચાં જીવતાંજાગતાં બહાર નીકળી આવે છે. પ્રહ્‌લાદ કુંભારણની જીત તથા પોતાની હાર પોતાને મોઢે જ કબૂલ કરે છે અને સાચા જગદીશનો ભક્ત બની તેના ગુણ ગાય છે. એટલામાં ત્રણ લોકના નાથ વિષ્ણુ-ભગવાન્ દર્શન આપે છે એટલે હવે પહેલાં કોને નમવું, એનો પ્રહ્‌લાદને મોટો વિચાર થઇ પડે છે. છેવટે કુંભારણ માર્ફત જગ-દીશની ઓળખાણ થયેલી હોવાથી પહેલાં તેને જ ગુરુ સમજીને પ્રહ્‌લાદ પોતાનું માથું નમાવે છે.

પ્રવેશ ૨ જો—સ્થળ: હિરણ્યકશિપુનો મહેલ:—અભિ-માની દૈત્યરાજ હિરણ્યકશિપુ ગર્વથી ભરેલાં વચનો ઉચ્ચારતો પો-તાના હાજીહા કરનારા અને ખુશામદી લોભીલાલ તથા પાંડે તેમજ વજ્રદન્ત નામના સેવકો સાથે પ્રવેશ કરે છે. સ્વાર્થી સેવકો તેના અહંકારને 'સત્ય હૈ કૃપા નિધાન' અને 'ઠીક હૈ દયાનિધાન!' વગેરે શબ્દોથી એટલી હદ સુધી વધાવી લે છે કે હિરણ્યકશિપુ પો-તાને પરમેશ્વર જ માનવા લાગી જાય છે એ જ વખતે હિરણ્યકશિ-પુના રાજ્યમાં અનેક જાતના જુલ્મોના ભોગ થયેલા ખેડૂતો અચાનક આવી લાગે છે અને તેઓ હિરણ્યકશિપુને પાપાત્મા તથા પાપના અવતાર તરીકે ઓળખાવે છે. પોતાનાં દુ:ખોની હકીકત તેને જણાવે છે અને તેને જગદીશ તરીકે માનવાની તેઓ ચોખ્ખી ના પાડે છે. તેમની ફરિયાદોપર જરા પણ ધ્યાન આપવામાં આવતું નથી અને સામી તેમને શૂળી પર ચઢાવવાની હિરણ્યકશિપુ આજ્ઞા કરે છે. એટલે:—

"ખાલી જા સક્તી નહીં, દુખી જનોંકી હાય;
ઇસ ઝૂઠે જગદીશકા; શીઘ્ર નાશ હો જાય!"

એ પ્રમાણેનો શાપ આપીને ખેડૂતો ચાલ્યા જાય છે. ત્યાર પછી હિરણ્યકશિપુ વક્રમૂર્ત્તિ માર્ફત હરાવેલી કેટલીક દેવાંગનાઓમાંની જેઓ રાણી થવાને લાયક હોય તેમને ચૂંટી કાઢવા સારૂ પોતાના

ખુશામદી સાથીઓ સાથે રવાના થાય છે. જુલ્મી રાજાનો આબેહૂબ ચિતાર !

**પ્રવેશ ૩ જો—સ્થળ: હિરણ્યકશિપુના જનાનખાનાનો એક ભાગઃ**—હિરણ્યકશિપુની રાણી ( પ્રહ્લાદની માતા ) શ્યામલતા તથા તેની સખીઓ બગીચાની વસંત શોભાનાં વખાણ કરતી દાખલ થાય છે. પછી તેમની વચ્ચે સ્ત્રીજાતિના પતિપ્રેમ, સન્તાનપ્રેમ, માતૃપ્રેમ, પિતૃપ્રેમ તથા બંધુપ્રેમ વગેરે કુદરતી પ્રેમ વિશે વાદવિવાદ થાય થાય છે; શ્યામલતા જન્મભૂમિના તથા જગતના પ્રેમનો સખીઓને ઉપદેશ કરે છે તેમજ રાજા તથા રંક બન્નેનું સરખાપણું સમજાવે છે. સખીઓ તેને શાબાશી આપે છે એટલામાં હિરણ્યકશિપુ આવી લાગે છે અને અભિમાનથી પોતાને સદાશિવ તથા શ્યામલતાને પાર્વતી તરીકે ઓળખાવે છે; શ્યામલતા એ અહંકાર તરફ પોતાનો તિરસ્કાર જાહેર કરે છે એવામાં નેપથ્યમાં પકડી આણેલી દેવતાઓની સ્ત્રીઓનો ' અરે કસાઇ, છોડ દે; અન્યાય, છોડ દે ! ' એવો અવાજ સંભળાય છે. હિરણ્યકશિપુ તેમને શ્યામલતાની દાસી બનાવવાનું જણાવે છે. પણ શ્યામલતા તે તરફ પોતાનો અણગમો જાહેર કરે છે. ત્યાર પછી દેવાંગનાઓને હાજર કરવામાં આવે છે; તેઓ પોતાપર ગુજરેલા જુલ્મોની દયા ઉપજાવનારી કથા કહી સંભળાવે છે. દેવાંગનાઓની નિરાશા તથા શ્યામલતાની ભૂતદયા તથા સમભાવના ! શ્યામલતા પહેલાં તેમને ભેટ તરીકે લઇ લે છે અને ત્યાર પછી પોતાની વસ્તુ તરીકે દાસત્વના બંધનથી મુક્ત કરે છે કે જેથી પોતાના પતિને પણ માઠું ન લાગે અને પોતાની ઇચ્છા પણ પાર પડે. સ્ત્રીની ચતુરાઇનો ચમત્કાર નજરે દેખાય છે !

**પ્રવેશ ૪ થોઃ—સ્થળ: લોભીલાલનું ઘરઃ**—દામનો ગુલામ લોભીલાલ સોના મોહોરોની થેલી સાથે દામ અથવા દોલતની મોટાઇ ગાતો દાખલ થાય છે અને કોઇ પણ રીતે પૈસાદાર થવાના વિચારો જાહેર કરે છે એટલામાં તેનો બાપથી બિલકુલ ઉલટે રસ્તે ચાલતો **નામ** અથવા કીર્તિનો પૂજારી બેટો પ્રમોદ કીર્તિ મેળવવાનો ઉપદેશ કરતો પ્રવેશ કરે છે; પિતા અને પુત્ર વચ્ચે નામ અને દામના વિષયમાં હાસ્યજનક છતાં ગંભીર સંવાદ ચાલે છે;

પિતા દામની મોટાઇ બતાવે છે જ્યારે પુત્ર નામની જ તારીફ કરે છે. બાપ બેટાનો ઝગડો ચાલતો હોય છે એટલામાં લોભીલાલની સ્ત્રી ( પ્રમોદની મા ) ચંચલા આવી લાગે છે. એ ઝગડાના નિકાલ-માટે તેને ન્યાયાધીશ નીમવામાં આવતાં તે એવો ચુકાદો આપે છે કે નામ તેમ જ દામના પૂજારીઓની પદવી નીચી છે, ઉંચી પદવી જેને બેમાંથી એકની પરવા ન હોય તેની છે અને તે ફક્ત ઔરત જ છે; કારણ કે, તે નામ કે દામની આશા રાખ્યા વગર પ્રેમમય થઇને પતિપ્રેમ તથા પુત્રપ્રેમ જ ઇચ્છે છે અને તેથી નારીજાતિ જ ઉત્તમ છે. બાપ દીકરો બન્ને તેનો ચુકાદો કબૂલ રાખે છે અને પ્રેમની તારીફના ગાયન સાથે તકરારનો છેડો આવે છે.

**પ્રવેશ ૫ મો:—સ્થળ: રાજમાર્ગ:**—કેટલાક બ્રાહ્મણો જુલમગાર અને ગાય તથા બ્રાહ્મણનો નાશ કરનાર રાજા હિરણ્ય-કશિપુના જુલ્મો તથા બ્રાહ્મણ જાતિની પડતી દશાનાં રોદણાં રડતા આવે છે એટલામાં રાજાનો ખુશામદી બ્રાહ્મણ સેવક પાંડે આવી લાગે છે. બ્રાહ્મણો તેને ' બ્રાહ્મણકુલકલંક ' કહીને બોલાવે છે તેથી પાંડેજીનો પિત્તો ઉકળી જતાં તે તેમની જીભ ખેંચી લેવડાર-વાની ધમકી આપે છે. બ્રાહ્મણો તેથી ન ડરતાં ન્યાય મેળવવાસારૂ હીલચાલ કરવાનું તથા સંકટો સહન કરવાનું જાહેર કરે છે. એટલામાં બ્રાહ્મણોની કેટલીક સ્ત્રીઓ પણ અચાનક આવીને પોતાની ધર્મ-વીરતા જાહેર કરે છે. ખુદ પાંડેની સ્ત્રી પોતાના હાથમાં ' **सत्यं नास्ति भयं क्वचित्** ' એવા લેખવાળી સુંદર ધ્વજા લઇને એક છોકરી સાથે આવે છે; પાંડે તેને પોતાના વિરુદ્ધ પક્ષમાં ભળેલી જોઇને અજાયબ થય છે. દેશભક્ત તથા જાતિભક્ત સ્ત્રી પોતાના દેશદ્રોહી તથા જાતિદ્રોહી પતિને સમજાવવાની કોશિશ કરે છે; પણ પાંડે પોતાની નાચના છોડતો નથી એટલે બ્રાહ્મણો તેને મારવાને તૈયાર થાય છે. ખરાબ પ્રસંગ જાણી પાંડે બગતા ફફડતો ચાલ્યો જાય છે. આર્યનારીની મોટાઇના ગાયન સાથે પ્રવેશ પૂરા થાય છે.

**પ્રવેશ ૬ ઠો:—સ્થળ: જંગલનો એક ભાગ:**—એક વર્ષ સુધી એકાંતવાસમાં રહેલા પ્રહ્લાદ અને પ્રમોદ હરિનામ રટતા આવે છે. પ્રમોદ પ્રહ્લાદને ઇશ્વરના સાક્ષાત્કારનો પરિચય

સંસારને ફરાવવાનું કહે છે પરંતુ પ્રહ્લાદ ' હજી મારામાં એટલી શક્તિ નથી આવી ' એમ કહે છે. પ્રમોદની અકલમંદ દલીલોથી પ્રહ્લાદ પોતાના વિચારોને આખી દુનિયામાં ફેલાવવાનું કબૂલ કરે છે અને પ્રમોદ રાજા તથા પ્રજાનો સંબંધ સુધારવાનું કામ માથે લે છે. બન્ને મિત્રો હરિભજન કરતા વિદાય થાય છે.

**પ્રવેશ ૭ મોઃ—સ્થળઃ—હિરણ્યકશિપુની રાજસભાઃ—** રાજસભામાં વારાંગનાઓનાં નાચગાન ચાલી રહ્યાં છે; પણ એક વર્ષથી પુત્ર પ્રહ્લાદને ખોઇ બેઠેલા હિરણ્યકશિપુને તેમાંનું કાંઈ પણ ગમતું નથી તેથી તે નાચગાન બંધ કરાવે છે. લોભીલાલ પણ પોતાના દીકરાના ખોવાયાની હસવા જેવી દિલગીરી જાહેર કરે છે અને તે સાથે પોતાના કુદરતી લોભીપણાનો પણ ખ્યાલ આપે છે. અચાનક સાધુના વેષમાં પ્રહ્લાદ તથા પ્રમોદ આવી પહોંચે છે. હિરણ્યકશિપુ તથા લોભીલાલ તેમને ઓળખી શકતા નથી એટલે પ્રહ્લાદ તથા પ્રમોદ પોતાની ઓળખાણ આપે છે. પુત્રના મેળાપની ખુશાલીમાં હિરણ્યકશિપુ નાચગાન કરવા સારૂ વેશ્યાઓને બોલાવવાનું કહે છે. પ્રહ્લાદ સાધુઓને બોલાવી હરિગુણગાન ગવડાવવાનો ઉપદેશ આપે છે. લોભીલાલ હિરણ્યકશિપુને જ હરિ તરીકે ઓળખાવે છે. પ્રહ્લાદ તેને પરમેશ્વર તરીકે કબૂલ ન કરતાં પરમેશ્વરની વ્યાખ્યા કરી સંભળાવે છે, હિરણ્યકશિપુ પોતાને જ ઇશ્વર માનવાનું કહે છે અને છેવટે હિરણ્યકશિપુ ગુસ્સે થઇ પ્રહ્લાદને મારવાસારૂ પોતાની તલ્વાર ઉગામે છે. સિંહાસનની પાછળ વિષ્ણુ ભગવાન્ પ્રકટ થઈ હિરણ્યકશિપુના હાથને શક્તિવગરનો કરી તેની તલ્વાર તોડી નાખીને અને તેના રાજમુકુટને અદૃશ્ય કરી તે રાજમુકુટને ચમત્કારિક રીતે પ્રહ્લાદના માથાપર મૂકીને પોતાની શક્તિનો પરિચય કરાવે છે. સર્વ સભાસદો અજાયબીમાં ગરક થઇ જાય છે. તુચ્છ મનુષ્યશક્તિની પરમેશ્વરની અગાધ શક્તિ આગળ હાર થાય છે !

પ્રથમ અંક સમાપ્ત

---

## અંક ૨ જો

---

**પ્રવેશ ૧લોઃ—સ્થળઃ હિરણ્યકશિપુનો મહેલઃ** હિરણ્યકશિપુની રાણી શ્યામલતા પોતાના પતિના હઠ તથા તેણે પોતાના

પુત્રને મારવાની કરેલી કોશિશમાટે અફસોસ કરે છે. પ્રહ્લાદ પોતાના બાપને 'જગદીશ' નથી માનતો એજ ઝગડાનું કારણ છે એમ જાણ્યા પછી સખીઓ શ્યામલતાને પૂછે છે કે. "જ્યારે આપ મહારાજાને જગદીશ માનો છો તો પછી રાજકુમાર પ્રહ્લાદ શામાટે તેમને જગદીશ માનતા નથી?" "એના જવાબમાં રાણી જણાવે છે કે: "સ્ત્રીનો જગદીશ પતિ હોવાથી હું મારા પતિને જગદીશ માનું એ મારી ફર્જ છે; પણ પુત્ર પોતાના બાપને પરમેશ્વર માનવાને બંધાયલો ન હોવાથી પ્રહ્લાદ ગુનાહગાર નથી." ત્યાર પછી તે ધર્મનું સ્વરૂપ સમજાવે છે. અહીં એક નમૂનેદાર આર્યસ્ત્રીના કર્ત્તવ્યનું પ્રેક્ષકોને ભાન થાય છે.

**પ્રવેશ ૨ જો:—સ્થળ: રાજમાર્ગ:** લોભીલાલ પોતાના બેટા પ્રમોદને જે પાઠશાળામાં ભણવામાટે પ્રહ્લાદને મૂકવામાં આવ્યો છે તે પાઠશાળામાં લઇ જતો દાખલ થાય છે. બાપ બેટા વચ્ચે કેટલીક હસવા જેવી વાતચીત થાય છે; દિકરો બાપને સવાયા જવાબ આપીને તેના દાંત ખાટા કરે છે અને 'બાપથી બેટા સવાયા' ની કહેવત સાચી સાબિત થાય છે.

**પ્રવેશ ૩ જો:—સ્થળ: પાઠશાળા:** પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓ ગુરુની પદવી બધી પદવીઓથી મોટી હોવાનો પાઠ લલકારી રહ્યા છે, એટલામાં લોભીલાલ પ્રમોદને પાઠશાળામાં મૂકવા માટે આવી લાગે છે અને બીજી તરફથી પાઠશાળાનો શિક્ષક પાંડે પ્રહ્લાદને પણ પાઠશાળામાં લઇ આવે છે. પાંડે પ્રહ્લાદને સાધારણ ચોપડીમાંનો પાઠ ભણાવવા માંડે છે; પ્રહ્લાદ કેટલાક ભારે સવાલો પૂછીને પોતાની અકલમંદીનું ભાન કરાવે છે અને અંતે બ્રહ્મવિદ્યા શીખવાની મરજી દેખાડીને હરિનામની મોટાઇ સમજાવે છે. પાંડે પ્રહ્લાદની ફરિયાદ કરવા હિરણ્યકશિપુ પાસે જાય છે. પ્રહ્લાદ બીજા છોકરાઓને હરિનામનો પાઠ ભણાવે છે અને પ્રમોદ દેશનાં દુ:ખોનો હાલ કહીને જે પાઠશાળામાં બનાવટી શિક્ષણ આપવામાં આવતું હોય, તે પાઠશાળા છોડી દેવાનો ઉપદેશ આપે છે. બધા છોકરાઓ તેમનો ઉપદેશ કબૂલ કરે છે અને પાટીઓને ફેંકી દઇને પ્રહ્લાદ તથા પ્રમોદ સાથે 'જય જગદીશ હરે' નામનું ગાયન એક સામટા ગાય છે.

**પ્રવેશ ૪ થોઃ—સ્થળઃ હિરણ્યકશિપુનો મહેલ:** પ્રહ્‍લાદ પાટશાળામાં ભણતો નથી એવી ફરિયાદ લઇને પાંડે હિરણ્યકશિપુ આગળ આવે છે અને હિરણ્યકશિપુ 'મને આ ખબર આપવામાટે આવતાં પહેલાં તે ગંધાતા માંસના ટૂકડાને ચીલ તથા કાગડા આગળ કેમ ન નાખી દીધો અને મહેલમાં પાછો લાવવાને બદલે પાઠશાળામાં જ ગળું દાબીને કેમ ન મારી નાખ્યો?' એમ કહીને પ્રા હ્મણકોમની નર્મદિલીને વખોડી કાઢે છે; પાંડે હાજીહાનો પાઠ ભણે છે અને લોભીલાલ તેમાં ટેકો આપે છે. હવે હિરણ્યકશિપુ લોભીલાલને તલ્વાર પકડીને પ્રહ્‍લાદને મારવાનું કહે છે; પણ તે વાણિયાપણું દેખાડે છે એટલે વજ્રદન્તને પ્રહ્‍લાદને કેદખાનામાં લઇ જવાનો તથા ત્યાં મારી નાખવાનો હુકમ કરે છે. એક નિર્દોષ બાળકની હત્યા કરવી એ ક્ષત્રિયનો ધર્મ નથી એમ જણાવીને પોતાની નોકરી સુદ્ધાં છોડી દેવાને તે તૈયાર થાય છે. પણ હિરણ્યકશિપુ તેને એ કામમાંથી છૂટો કરી મનાવી લે છે. અને તે વક્રમૂર્ત્તિ નામના સેવકને પોતાની રાજમુદ્રા પ્રહ્‍લાદને કેદમાં લઇ જવા સારૂ આપીને હિરણ્યકશિપુ પોતાના દીકરા પ્રહ્‍લાદને મારવામાટેની ભયંકર પ્રતિજ્ઞા કરે છે. એટલામાં તેની રાણી શ્યામલતા આવી લાગે છે અને તે પોતાના બેટાનું ખૂન કરવાને તૈયાર થયેલી હિરણ્યકશિપુની તલ્વારને પોતાની શોક્ય માનીને તેની સાથે વાદવિવાદ કરવા તૈયાર થાય છે; એક મા તરીકે તે પોતાના બેટાની વકીલાત કરે છે અને અંતે ઘણી જ ચતુરાઇથી પતિના મોઢામાંથી પ્રહ્‍લાદને ન મારવાનું વચન લઇને તલ્વાર નામની સોક્યપર જય મેળવે છે. ઔરતની જબાનમાં રહેલી મિઠાશનો ચમત્કાર નજરેનજર જોવામાં આવે છે.

**પ્રવેશ ૫ મોઃ—સ્થળઃ લોભીલાલનું ઘરઃ** પ્રમોદ પ્રહ્‍લાદનો મિત્ર હોવાથી અને તેણે પણ હિરણ્યકશિપુને જગદીશ તરીક કબૂલ કરવાની ના પાડેલી હોવાથી તેને પકડવામાટેનું આજ્ઞાપત્ર (વૉરન્ટ) લઇને કોટવાલ લોભીલાલના ઘરમાં આવે છે. ત્યાં પ્રમોદનો જ ભેટો થઇ જાય છે, પણ તે પ્રમોદને ઓળખતો ન હોવાથી તેને વાતોમાં ને વાતોમાં ઉડાવે છે અને બેવકૂફ બનાવે છે; પછીથી લોભીલાલ આવે છે અને પોતાના બેટાપર રાજદ્રોહનો આરોપ મૂકાયલો જોઇને અજબ થાય છે; કોટવાલ તેને રાજા પાસે જઇ

દીકરાના ગુનાહના બદલામાં એ ચાર હજાર રૂપિયા દંડ ભરીને દીકરાના જીવને મોતના મોઢામાંથી ઉગારવાનો ઉપદેશ આપે છે; દામનો ગુલામ રૂપિયા સાથે સરખાવતાં દીકરાને સાધારણ ગણે છે જ્યારે પ્રમોદ રાજાને દંડ ન દેતાં તેટલા રૂપિયા કોઇ સખાવતના કામમાં ખર્ચવાની સલાહ આપે છે. લોભીલાલનું મન કશાથી પીગળતું નથી અને તે પ્રમોદને માબાપસાથેનો સંબંધ છોડી દેવાનું કહે છે એટલામાં તેની સ્ત્રી (પ્રમોદની મા) ચંચલા આવી ચઢે છે અને તે દેશના ભલામાટે કેદમાં જતા પુત્રને તીર્થયાત્રા કરવામાટે જતો માનીને તેને ધન્યવાદ આપે છે. ચંચલા તથા લોભીલાલ વચ્ચે સ્ત્રીધર્મના સંબંધમાં કેટલોક વાદવિવાદ ચાલે છે. ચંચલાની ધર્મ વિશેની ભાવનાઓ જાણ્યા પછી કોટવાલ ધર્મના માર્ગમાં વળે છે અને પ્રમોદને પકડવાનું રાજાનું ફર્માન ફાડી નાખે છે. લોભીલાલ ઔરત આગળ થયેલી મર્દની હાર કબૂલ કરે છે. ગાયન ગાતાં ગાતાં બધાં વિદાય થાય છે.

**પ્રવેશ ૬ ઠ્ઠોઃ—કેદખાનું:** પ્રહ્લાદ પરમેશ્વરના ધ્યાનમાં બેઠેલો છે; ત્યાર પછી શ્રી વિષ્ણુ તથા શ્રી શંકર પ્રવેશ કરીને હિરણ્યકશિપુનો તેનાં પાપકર્મો સાથે નાશ કરવાનો વિચાર કરે છે. પહેલાં પ્રહ્લાદપર સાપ છોડવામાં આવે છે. તે વખતે વિષ્ણુ ભગવાન પ્રહ્લાદને ભેટે છે; સર્પમાંથી વિષ્ણુ પ્રકટ થાય છે અને પાછા અંતર્ધાન થઇ જાય છે. વક્રમૂર્ત્તિ આવીને સર્પને ચાલ્યો ગયેલો તથા પ્રહ્લાદને જીવતો જોઇ અજાયબીમાં પડી જાય છે. એ ખબર હિરણ્યકશિપુને આપવામાટે તે ચાલ્યો જાય છે. હવે પછીનો પ્રયોગ ઝેર મેળવેલા દૂધનો હોવાથી વિષ્ણુ એ પ્રયોગને મહાદેવ માર્ફત નિષ્ફળ કરવાની ગોઠવણ કરે છે. વક્રમૂર્ત્તિ તરત જ ઝેર ભેળવેલું દૂધ લઇને આવે છે અને તે દૂધ તેની માએ મોકલ્યું છે એમ કહીને પી જવાનું કહે છે. માનું કહેણ જાણીને પ્રહ્લાદ તે દૂધ પી જાય છે છતાં તેને નુકસાન થતું નથી; કારણકે, તેમાંના ઝેરના ભાગનું ભગવાન્ શંકર શોષણ કરી લે છે. થોડી વાર પછી હિરણ્યકશિપુ પ્રહ્લાદને મરી ગયેલો જોવાની આશાથી વક્રમૂર્ત્તિ સાથે આવી લાગે છે; પરંતુ પ્રહ્લાદને જીવતો જોઇ બન્ને ચકિત થાય છે અને પ્રહ્લાદને હઠ મૂકી દઇને પોતાને જગદીશ માનવાનો આગ્રહ કરે છે; પ્રહ્લાદ પોતાના સત્યાગ્રહને છોડતો નથી; હિરણ્યકશિપુ તેને પહાડના ઉંચામાં ઉંચા ભાગપરથી નીચે નાખી દેવાનો હુકમ કરે છે

તે પ્રમાણે વક્રમૂર્ત્તિ પ્રહ્લાદને પહાડની ટોચપરથી નીચે ફેંકી દે છે અને ગરુડપર બેઠેલા શ્રી વિષ્ણુ ભગવાન પોતાના હાથમાં તેને ઝીલી લે છે તથા તેને લઇને આકાશમાં જતા દેખાય છે. અપ્સરાઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરે છે. ભક્તની ભક્તિ તથા ભગવાનની ભક્તપરની પ્રીતિના આબેહૂબ ચિતાર સાથે બીજો અંક પૂરો થાય છે.

બીજો અંક સમાપ્ત

——:o:——

## અંક ૩ જો

——o——

**પ્રવેશ ૧ લો:—સ્થળ: હિરણ્યકશિપુનો મહેલ:** રાણી શ્યામલતા પોતાના પતિ તથા દીકરા વચ્ચે જાગેલી લડાઇમાં કોનો પક્ષ લેવો એ બાબતનો વિચાર કરતી આવે છે; પરંતુ તરત જ કોઇ પણ જાતના ઠરાવપર ન આવી શકવાથી 'સાપે ગળી છછુંદરી' સાથે પોતાની હાલતની સરખામણી કરતી ચાલી જાય છે. ત્યાર પછી હિરણ્યકશિપુની રાક્ષસી સ્વભાવની બહેન ઢુંઢા પોતાની ભાભી તરફ દુશ્મની દેખાડતી ફફડતી નીકળે છે; દયા વગરની અને વિના કારણ અદેખાઇ કરનારી નણંદનો નમૂનો! ઢુંઢાને આગમાં ન બળવાનું વરદાન મળેલું હોવાથી તે બહુ ઘમંડી થયેલી હોવાથી પોતાના અદેખા સ્વભાવને લીધે શ્યામલતા તથા પ્રહ્લાદ બન્નેનો નાશ કરવાની પ્રતિજ્ઞા લઇ ચાલતી થાય છે. ઢુંઢાના જવા પછી વિષ્ણુ ભગવાન પ્રકટ થાય છે અને તેના વરદાનને બીજી રીતે નકામું કરવાનો એટલે કે જો ઢુંઢા એકલી આગમાં પડે, તો ન બળે પણ કોઇને સાથે લઇને પડે તો બળી જાય, એવો વરદાનનો છુપો મતલબ ઉઘાડો પાડીને તથા પ્રહ્લાદને બચાવી લેવાનો ઇરાદો દેખાડીને વિદાય થાયછે.

**પ્રવેશ ૨ જો:—સ્થળ: હિરણ્યકશિપુનો સૂવાનો ઓરડો:** હિરણ્યકશિપુ ઉંઘમાં કેટલાક ભયંકર સ્વપ્નો જોઇને ભડકી ઉઠે છે તથા ભયને દેખાડનારાં વાક્યો બોલે છે. ઢુંઢા તેનો અવાજ સાંભળીને પોતાના સૂવાના ઓરડામાંથી ઉઠી આવે છે અને તેને આશ્વાસન આપે છે. પોતાને આગમાં ન બળવાના મળેલા વરદાનની વાત કહીને પ્રહ્લાદ સાથે આગમાં બેસી પ્રહ્લાદને બાળી નાખવાનું કામ તે પોતાને માથે લે છે અને એ કામ પાર પાડવામાટે ભાઇ તથા બહેન રવાના થાય છે. પછીથી વિષ્ણુ પ્રકટ થઇને પ્રહ્લાદને બચા-

વવામાટે આગળથી પ્રહ્લાદને આગમાં નાખવાને ઠેકાણે પકે.. જવા સારૂ વિદાય થાય છે.

પ્રવેશ ૩ જોઃ—સ્થળઃ લોભીલાલનું ઘરઃ લોભીલાલની સ્ત્રી ચંચલા ઔરતોની ગુલામી હાલત અને પોતાના ધણીના બુરા સ્વભાવનો અફસોસ કરતી આવે છે. બીજી તરફથી લોભીલાલ પોતાનાં રોદણાં રડતો આવે છે. ધણી ધણીયાણી વચ્ચે સ્ત્રી પુરુષના ધર્મવિશે વાદવિવાદ ચાલે છે એટલામાં તેમનો દીકરો પ્રમોદ વિદ્યાર્થીઓએ આખા દેશમાં ફેલાવેલી અશાંતિના ખબર લઇને દાખલ થાય છે. લોભીલાલ પ્રમોદને મારવા ધાય છે, ચંચલા તેને અટકાવે છે. ઘરના રોજના ઝગડાનો નિકાલ લાવવાસારૂ લોભીલાલ દેશદ્રોહી મટી દેશસેવક બને છે એવામાં પાંડે તથા તેની સ્ત્રી તેમની પેઠે જ લડતાં ઝગડતાં આવી લાગે છે. લોભીલાલ તેને ઘરવાળી આગળ વખત જોઇને નમી જવાની સોનેરી સલાહ આપે છે. પાંડે તેમ કરે છે અને તેની સ્ત્રી તેને ઉઠાડે છે ત્યારે સ્ત્રીપુરુષોનાં દિલ સાફ થઈ જાય છે. લોભીલાલ તથા પાંડે દુષ્ટ હિરણ્યકશિપુની નોકરી છોડી સ્વતંત્ર થાય છે. ઔરતોની અજબ કુનેહ !

પ્રવેશ ૪ થોઃ—સ્થળઃ રાજમહેલનો મુખ્ય દરવાજોઃ પ્રહ્લાદ ઇશ્વરનું ધ્યાન ધરતો બેઠો છે; ઢુંઢા અને હિરણ્યકશિપુ નજીકમાં ઉભેલાં છે. ઢુંઢા બળાત્કારે પ્રહ્લાદના ધ્યાનનો ભંગ કરે છે; પ્રહ્લાદ પોતાના પિતા તથા ફઇના રૂપમાં પરમેશ્વરને જ જૂએ છે. ઢુંઢા તેને જગદીશનું એક જૂદું જ રૂપ દેખાડવાનું કહીને બીજે ઠેકાણે લઇ જવાનો પ્રયત્ન કરે છે એટલામાં તેની મા શ્યામલતા આવી લાગે છે અને તે 'પ્રહ્લાદને તમો ક્યાં લઇ જાઓ છો ?' એવો ઢુંઢાને સવાલ પૂછે છે ઢુંઢા જણાવે છે કેઃ 'હું પ્રહ્લાદને બાળવામાટે લઇ જાઉં છું.' શ્યામલતા તેને તેમ ન કરવાને વિનવે છે પણ તેના પર કાંઇ પણ અસર થતી નથી તેથી શ્યામલતા તેને તે કામમાં ન ફાવવા દેવાના ઠરાવપર આવે છે. હિરણ્યકશિપુ શ્યામલતાને પકડી રાખી ઢુંઢાને પ્રહ્લાદ સાથે રવાના કરી દે છે. શ્યામલતા તેમની પાછળ દોડવા જાય છે, હિરણ્યકશિપુ તેના પતિ તરીકે તેને જતી અટકાવે છે. શ્યામલતા પુત્રના પ્રેમને લીધે ગાંડી થઇ તેને જોવાની મરજી દેખાડે છે. હિરણ્યકશિપુ મુખ્ય દરવાજે

ઉઘાડે છે; સામે ચિતા સળગેલી દેખાય છે, તેમાં ઢુંઢા તથા પ્રહ્લાદ બેઠેલાં દેખાય છે; ઢુંઢા બળી જાય છે અને પ્રહ્લાદ અગ્નિદેવતાના ખોળામાં કોઇ પણ જાતની ઇજા ભોગવ્યા વગર બેઠેલો દેખાય છે. શ્યામલતાનો આનન્દ અને હિરણ્યકશિપુની અજાયબી તથા અફસોસ! 'ખાડો ખોદે તે પડે' એ કહેવતનો અનુભવ થાય છે. વિષ્ણુ આકાશમાંથી પ્રકટ થાય છે અને ઢુંઢાને પ્રહ્લાદનું શરીર અડકેલું હોવાથી કલિયુગમાં તે હોલિકા (હોળી) ના નામથી પૂજાશે એવું વરદાન આપે છે.

## અંક ત્રીજો સમાપ્ત

——:o:——

## અંક ૪ થો

**પ્રવેશ ૧ લો:--સ્થળ: રાજસભા:**—બધા સભાસદો પ્રહ્લાદને રાજા તરીકે રાજાસિંહાસને બેસવાનો આગ્રહ કરે છે; પણ પ્રહ્લાદ એ કામને ધર્મથી ઉલટું કહીને ઇશ્વરની ભક્તિ કરવાનું કહે છે. બધા પરમેશ્વરના ગુણ ગાય છે. પછી હિરણ્યકશિપુ, પાંડે તથા લોભીલાલ સાથે આવી લાગે છે અને દરેક સભાસદને એક પછી એક પ્રહ્લાદને થાંભલા સાથે બાંધવાનો હુકમ કરે છે પણ કોઇ માનતું નથી એટલે હિરણ્યકશિપુ પોતાના હાથેજ પ્રહ્લાદને થાંભલા સાથે બાંધે છે. થોડીવારમાં શ્યામલના આવીને તેને પુત્રહત્યા કરતો અટકાવવાની કોશિશ કરે છે પણ હિરણ્યકશિપુ નથી માનતો એટલે શ્યામલના તેના હાથમાંથી તલ્વાર ખેંચવા જતાં તે તલ્વારથી ઘવાઇને મરી જાય છે; સભાસદોનો હિરણ્યકશિપુ તરફ તિરસ્કાર તથા ધિક્કાર. હિરણ્યકશિપુ પ્રહ્લાદને તેનો જગદીશ ક્યાં છે તે બતાવવાનું કહે છે. પ્રહ્લાદ જગદીશને દરેક જગ્યાએ અને દરેક ચીજમાં રહેલો જણાવે છે. હિરણ્યકશિપુ થાંભલામાં જગદીશ બતાવવાનું કહે છે; પ્રહ્લાદ ભક્તની લાજ રાખવામાટે ભગવાનની સ્તુતિ કરે છે. પરિણામે થાંભલો ફાટે છે, તેમાંથી નૃસિંહ—અર્ધ નર અને અર્ધ સિંહ—રૂપ ધારણ કરી વિષ્ણુ ભગવાન્ પ્રકટ થાય છે અને તેઓ હિરણ્યકશિપુને ચીરી નાખીને પૃથ્વીમાતાને પાપના ભારથી છોડાવે છે. નૃસિંહાવતારદર્શન સાથે નાટ્ય પ્રયોગની સમાપ્તિ થાય છે.

## સમાપ્ત


ડ્રાઈક્લીનીંગ, રંગવાનું,
ધોવાનું અને વીજળીક
બળથી ગ્લેઝ કરવાનું
પ્રખ્યાત ખાતું.

ઠક્કુર નારાયણ વિસનજીનું એક નવીન પુસ્તક

# સંસારસમસ્યા

અથવા

## કલ્પલતા કે વિષવલ્લરી?

### પ્રયોજકઃ ઠક્કુર નારાયણ વિસનજી

આ પુસ્તકમાં એક એકથી ઉત્તમ અને નાનાવિધ રસતરંગમાં ઝીલાવનારી 'બંધકી બાલામણી અથવા વારાંગના કે વીરાંગના?' 'હલાહલમાં સુધાસંધિ અથવા બાઇ અને ગોલી' 'પિશાચની મૉટર' અને 'કન્દર્પ કુંડલા અથવા પ્રણયવેદી અને પ્રાણબલિદાન!' નામક ચાર ભિન્ન ભિન્ન સંપૂર્ણ કથાઓ આપવામાં આવી છે કે જેમનાં વાચનથી કોઇ વાર પાઠક તથા પાઠિકાઓને આ સંસાર નન્દનવન સમાન અત્યંત રમણીય દેખાય છે તો કોઈ વાર આ સંસાર કુંભિપાક નરક સમાન અત્યંત ભયંકર ભાસવા માંડે છે; ભારતવર્ષની વારાંગનાના સતીત્વ તથા સાધુત્વના સાક્ષાત્કારથી નારીજાતિ પવિત્ર તથા પૂજ્ય જણાય છે અને એક રાજકુલોત્પન્ના અભિજાતા રાજમહિષીનાં વ્યભિચાર તથા પતિઘાત આદિ જઘન્ય કર્મોના નિરીક્ષણથી નારી જાતિ એક અત્યંત તિરસ્કરણીય તથા ત્યાજ્ય નારકીય વસ્તુ તરીકે દૃષ્ટિગોચર થાય છે; વર્તમાન વિશ્વમાં પિશાચની મૉટર કેવી અને કેટલી ભીષણ ગતિથી દોડી રહી છે અને પિશાચપૂજકોની પિશાચપૂજાના પરિણામે અંતે કેવી અધોગતિ થાય છે એ દૃશ્યને જોતાં રોમાંચ ખડાં થઇ જાય છે અને પ્રણયવેદીમાં અપાતા પ્રાણબલિદાનના અવલોકનથી સખેદ તથા સાશ્ચર્ય સ્તંભિત થઇ જવાય છે.

ઉત્તમ કાગળ, પૃષ્ટ (૧૬×૩૦૦) ૩૩૬: કથા પ્રસંગનાં ચાર સુંદર ચિત્રો, અને જેઓ શ્રીમાનને આ પુસ્તક સમર્પિત કરાયલું છે તે રાજસ્થાન પોરબંદરના ધર્મધુરંધર મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુરનું ચિત્ર, મળીને એકંદર પાંચ ચિત્રો; અત્યંત સુંદર સોનેરી નામ યુક્ત કપડાનું પાકું પૂઠું: મૂલ્ય રૂ. ૩-૪-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

મળવાનું સ્થળઃ

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર અને પબ્લિશર**

ત્રણ દરવાજા—અમદાવાદ

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# પરમભક્ત પ્રહ્લાદ

અથવા

# નૃસિંહાવતાર

નામક

# નાટકનાં ગાયનો



## અંક ૧ લો

નાન્દી— (૧)

જય રઘુપતિ જય વ્રજપતિ જય જગપતિ જગદીશ્વર
જય રાઘવ જય માધવ જય કેશવ કરુણાકર
વિશ્વમ્ભર સર્વોપર નટનાગર ગુણસાગર
સુખકર્તા દુઃખહર્તા સબકા હૈ ગિરિવરધર—
સુખધામ સદા અભિરામ હરે સીતાપતિ રાધેશ્યામ હરે
નિશિવાસર તુમ્હેં નમામિ હરે
પ્રણમામિ હરે પ્રણમામિ હરે
શ્રી રઘુવીર રાધાવર કરિયે દયા હમ સબપર—

બાળાઓ— (૨)

અહા વોહ પ્રેમ હૈ કૈસા બંધે હૈં જગતકે સ્વામી
કભી વેશ વારાહકા કરતે કભી રૂપ નરસિંહકા ધરતે
બાંહ પકડકર ભક્તોંકો લેતે ઉબાર ભવધારસે
વે નાથ ચરાચરગામી, અયસે હૈં અન્તર્યામી—
તપમેં જપમેં યોગક્રિયામેં નિર્ગુણ જો કહલાતે
વો હી પ્રેમમન્દિરમેં આકે સગુણ રૂપ બન જાતે
નાચતે ભક્તોંકે આગે નિરંજન નિર્વિકલ્પનામી—

વારાંગના— ( ૩ )

દોઉ નયનકી ચોટ લગીરે મોરે
જબ લાગી તબ તનક ન જાની બહોત કરી મૈંને ઓટ—
તુમ અપને નયનોંકે મારેકો દમભર દેખતે જાઓ
સુભા હૈ જો કલેજેમેં વોહ નશ્તર દેખતે જાઓ
મૈં મર જાતાહું ક્યુંકર મરકે જીજાતા હું ફિર ક્યુંકર
ચઢ઼ાકર પહલે અબરૂ પીછે હંસ કર દેખતે જાઓ
તક તક મારે તીર સજનવા કરત નઈ નઈ ખોટ—

સખીઓ— ( ૪ )

ફૂલ રહી કૈસી કૈસી ફૂલવારી ભઁવરા ગુંજત ડારી ડારી
પત્તે પત્તેપર હૈ જોબન બનઠનકે ઉપવનમેં
બૈઠી આજ પ્રકૃતિકી દેવી હો કર મતવારી—
ઝુંડ પક્ષિયોંકે કૈસી મનહરન રાગિની ગાતે હૈં.
રાજસભામેં ભાટ લોગ જ્યોં બિરદાવલી સુનાતે હૈં
નિખર રહી હૈ ઉભર રહી હય બસન્તઋતુ પ્યારી પ્યારી
લાઇ રાનીકી નજરકે લિયે રંગભરી સુંદર ડાલી
ભર ભર થાલી—

શ્યામલતા— ( ૫ )

સૃષ્ટિમેં સબ હૈં એક સમાન—
શ્યામ ગૌર મૈલે યા ઉજલે છોટે બડે નીચ યા ઉંચે
નિર્ધન યા ધનવાન—
એક પ્રકૃતિ સબકી માતા હૈ એક પુરુષ સબકા હી પિતા હૈ
એક હૈ સબ સન્તાન—
હાથી હો ચાહે ચીંટી હો, જડ યા ચેતન કોઈ ભી હો
ક્યા જલ ક્યા પાષાણ—

**શ્યામલતા—** ( ૬ )

નારીકો ઔર ન દૂજી ગતિ હૈ
નારીકા પતિ હી જીવન હૈ
પતિ હી તન ઔર પતિ હી મન હૈ
પતિ હી આભૂષણ ઔર ધન હૈ પતિ હી સબ સંપતિ હૈ
જ્ઞાન ભી પતિ હૈ ધ્યાન ભી પતિ હૈ
ધર્મ ભી પતિ હૈ શર્મ ભી પતિ હૈ
માન ભી પતિ હૈ પ્રાણ ભી પતિ હૈ
પરમેશ્વર ભી પતિ હૈ

---

**લોભીલાલ-પ્રમોદ—** ( ૭ )

સબ નામકે લિયે હૈં સભી નામકે લિયે
દૌલતકે વાસ્તે દૌલતકે વાસ્તે
મહલ બનાતે નામકે લિયે બાગ લગાતે નામકે લિયે
યાર બહોત દૌલતકે વાસ્તે પ્યાર બહોત દૌલતકે વાસ્તે
સબસે ચહડ઼ કર સબસે બહડ઼ કર
નામ
દૌલત
હોતા હૈ કહીં ધર્મભી તો નામકે લિયે
મુશ્કિલ નહીં હૈ સ્વર્ગ ભી દૌલતકે વાસ્તે.

( ૮ )

**લોભીલાલ પ્રમોદ ચંચલા અને રામસિંગ**

ચલો ઝગડ઼ા ગયા યહ નિર્ણય હુવા
નામ દૌલતસે બહડ઼ કર મોહબ્બત હૈ
હાં દૌલત બહ્ડ઼ે જિતની ઉતના બહ્ડ઼ે હૈ નામ
નામ જિતના બહ્ડ઼ે ઉતની દૌલત હૈ-નામ દૌલતસે—
ન બાપ હૈ બહ્ડ઼ે ઔર ન બેટા બડ઼ા
હુઆ નિશ્ચય બડ઼ા હૈ તો ઔરત હૈ-નામ દૌલતસે—

---

**આશાવરી—** (૯)

ધન્ય ધન્ય ઇસ આર્યદેશકી નારી જાતિ હૈ ભાઈ
ઈસી જાતિસે દેશને પદવી સર્વશિરોમણી પાઇ
માતાએં હોં જહાંમેં ઐસી વહીં સર્વ સંપતિ હૈ
વહીં સુમતિ હૈ વહીં સુગતિ હૈ વહીં પૂર્ણ ઉન્નતિ હૈ
હે દેશ માતા નમો નમઃ હે આર્ય લલના નમો નમઃ
હે વીરહૃદયા નમો નમઃ હે શાન્તિરૂપા નમો નમઃ

---

**આહ્‌લાદ, પ્રમોદ—** (૧૦)

શરણમેં આયે હૈં હમ તુમ્હારી દયા કરો હે દયાલુ ભગવન્
સઁભાલો બિગડી દશા હમારી દયા કરો હે દયાલુ ભગવન્
ન હમમેં બલ હૈ ન હમમેં શક્તિ ન હમમેં સાધન
ન હમમેં ભક્તિ
તુમ્હારે દરેકે હૈં હમ ભિકારી દયા કરો હે દયાલુ ભગવન્
જો તુમ હો સ્વામી તો હમ હૈં સેવક જો તુમ પિતા હો તો
હમ હૈં બાલક
જો તુમ હો ઠાકુર તો હમ પુજારી દયા કરો હે દયાલુ ભગવન્
પ્રદાન કર દો મહાન શક્તિ ભરો હમારેમેં જ્ઞાન ભક્તિ
તભી કહાઓગે સર્વાધારી દયા કરો હે દયાલુ ભગવન્
ન હોગી જબતક કૃપાકી વૃષ્ટિ. ન હોગી જબતક દયાકી દૃષ્ટિ
ન તુમ ભી તબતક હો ન્યાયકારી, દયા કરો હે દયાલુ ભગવન્
હમે તો બસ ટેક નામકી હૈ પુકાર એક રાધેશ્યામકી હૈ
તુમ્હારી તુમ જાનો નિર્વિકારી દયા કરો હે દયાલુ ભગવન્

---

**આહ્‌લાદ, પ્રમોદ—** (૧૧)

ભજરે મન રૈન દિનન હરિનામ
ઝૂટી દુનિયાકે ઝગડોંમે મૂરખ કયોં ભરમાયા
ઇસ ચંચલ માયાકા સુખ હૈ બાદલકીસી છાયા
ઘડિભરકા આરામ—

અન્ત સમયમેં કામ ન આવા કોઇ બન્ધુ ઔર ભ્રાતા
ઠાઠ યહીં સારા રહ જાતા હંસ અકેલા જાતા
પરમેશ્વર આતા કામ—

---

વારાંગનાઓ— (૧૨)

સુંદર રૂપ સોહાએ કમરિયા નાગનસી બલ ખાએ
લટપટ ચાલ ચલત અલબેલી ઝૂમર ઝોંકે ખાયે મટકસે
બાહે સબાને કી જો ઠઠોલી મુશ્ક ગઇ ફૂલોંકી ચોલી
સર્વનાજને મારી ગોલી ગુન્ચોંકી હરબાર ચટકસે
સુમ્બુલને જુલ્ફેં લહરાઇ શબ્બૂકી આંખેં શર્માઇ
બલ ખાઇ જો કાકૂલે ખમદાર લટકસે
ફૂલ રહી ફૂલોંકી ડાલી ભંવરા ગુંજે બનકે માલી
કોયલ મસ્ત બજાએ તાલી બુલબુલ હૈ સરશાર ચહકસે
જૂઇ ચંપા ઔર ચંબેલી નરગિસકી હૈ આંખ રસીલી
ઝૂમ રહા હૈં તખ્તે લાલાઝાર મહકસે
દેખત મન લલચાયે સખી રી જોબન બલબલ જાયે
નયન રસીલે રસમદમાતે ચિતવન તીર ચલાયે પલકસે

---

## અંક ૨ જો

---

સખીઓ અને શ્યામલતા— ૧૩

સજન હટ ઠાની સમજત નાહીં
કરત મનમાની માનત નાહીં
પિતા પુત્ર જૈસે પદાર્થકો પ્રાણોંસે પ્રિય જાને
પર ઇસ ઘરકા પિતા પુત્રકો બયરી અપના માને
કહા કરૂં આલી પરત નાહીં ચયના
રોયે રોયે હારી સુનત નાહીં બયના
લાભ ઔર હાનિ સોચત નાહીં બહના—

---

શ્યામલતા— ૧૪

ઈસ અસાર સંસારમેં સોચો તો ધર્મ હી સાર હૈ
બુધ્ધિમાનકો સદા ઉચિત હૈ રખના યે હી બિચાર
ધર્મનાશ જિસ્સે હો ઐસા કભી ન હો વ્યવહાર
ધર્મ હી સાર હ—
ગુરુ પતિ માત બંધુ ઔર નારી નાતે રિશ્તેદાર
દંડયોગ્ય હો જાતે હૈં જો કરેં ન ધર્માચાર
ધર્મ હી સાર હય—
ઔર કહાંતક કહું ધર્મકી મહિમા બડી અપાર
ધર્મહેત હી સમય સમયપર હોતા હૈ અવતાર
ધર્મ હી સાર હૈ—

પ્રહ્લાદ— ૧૫

મુઝે ઔર ન દૂજેસે હૈ કામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
નરજન્મપે જબ દેતા હું ધ્યાન કર્તવ્ય યે હી મિલતા પ્રધાન
બસ યેહી મેરા ધન ઔર ધામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
તબસે નહીં લાલચ ઔર રહા જબસે હીરા હરિનામ ગહા
સબ ફીકે હુવે દુનિયાકે દામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
હર આસકે પાસમેં હરિહરિ હૈ અબ તો હરશ્વાસમેં હરિહરિ હૈ
હરિનામકી લી મૈંને ડોર થામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ

વિદ્યાર્થીઓ— ૧૬

વ્રત ભંગ કરેંગે નહીં દુર્વાક્ય બોલ કર
સહ લેંગે જુલ્મ પ્રેમસે છાતીકો ખોલ કર
પીછેકો હટેંગે નહીં આગે હી બઢેંગે
કાતિલ જબ હમપે આયેગા તલ્વાર તોલ કર
શિકવેમેં શિકાયતમેં બુરાઈમેં બદીમેં
દેખેંગે પહલે અપને જિગરકો ટટોલ કર
મોતી હૃદયકે માનસરોવરમેં બહોત હૈં
લાઓ ભી રાધેશ્યામ કોઈ રોલ રોલ કર—

વિદ્યાર્થીઓ— ૧૭

જય જગદીશ હરે જય જગદીશ હરે
અખિલ લોકકે સ્વામી અતિ આનંદ ભરે—
દાની દીનાનાથ દયાનિધિ દીનબન્ધુ દાતા
હમ સબ પુત્ર તુમ્હારે તુમ હો પિતા માતા—
અશરણશરણ અમર અવિનાશી અજ અન્તર્યામી
હમ સબ દાસ તુમ્હારે તુમ સબકે સ્વામી—
રાધેશ્યામ પ્રભો પરિપૂરણ પ્રકટત પરકાજા
હમ સબ પ્રજા તુમ્હારી તુમ હો મહારાજા—

---

શ્યામલતા— ૧૮

ક્યા અચ્છા હોતા ગલ ગલકે તલવારેં
બહ જાતીં હોકર માતૃદૂધકી ધારેં
સંસારમેં કોઇ નહીં કિસીસે લડતા
બલવાન કોઈ નિર્બલકો નહીં પકડતા
સબકો બાંધે સત્યતાકી રહતી તારેં
કણ કણસે હોતી શાન્તિભરી ગુંજારેં
સ્વાધીન સભી ધર્મજ્ઞ સભી જન હોતે
સબકે તન હોતે એક ઔર એક મન હોતે
આતી હોતી સત્યતાકી પ્રિય ઝનકારેં
સબ સૃષ્ટિ ગા રહી હોતી પ્રેમમલ્હારેં

---

૧૯

કોટવાલ, લોભી, પ્રમોદ, ચંચલા—

ધન્ય ધન્ય કોટવાલ તુમકો, ધન્ય તુમ્હારે માત પિતા,
રાજા ઔર પ્રજા દોનોં પર, તુમને તો ઉપકાર કિયા,
નહીં માનવી હૈ યહ કોઇ; સાક્ષાત્ બાણી હૈં યહ,
દેવી ધાત્રી ગૌરી હૈ યા; માતા કલ્યાણી હૈ યહ;
તુમ હો બેશક ચાતુર જ્ઞાની, તુમને જાહિર કી મરદાની,

મૈંને તુમ્હારી શિક્ષા માની, ગુણવંતી માતા હો સ્યાની.
તુમને અપને દિલકે અંદર; અચ્છા સોચ બિચાર કિયા.

---

પ્રહ્લાદ— ૨૦

હરિ હરિ મોહે હ્રુદય લગાયે ગયે હૈં
તાપ સારા બિરહકા મિટાયે ગયે હૈં
કારાગાર બૈકુંઠ બના હૈ જહાં અપને વે પગ
પધરાયે ગયે હૈં—
પાસમેં આકે પ્યાસ બુઝાકે દાસ અપનેકો
પ્રભુ અપનાયે ગયે હૈં—

વિષ્ણુ— ૨૧

નહીં મેં ક્ષણભરકો સ્વાધીન-
મૈં ઉસ્કે આધીન હું પહલે જો મેરે આધીન
ડાલ દી હૈ ભક્ત જનને ઐસી ઉલ્ઝન હાતમેં
હતકડ઼ીસે હૈ જિયાદા જિસ્કા બંધન હાતમેં
મૈં હું ઇસ્કી કયદમેં યે કયદમેં રાક્ષસકી હૈ
એક હી બસ ડોર મુજ બેબસકી ઇસ બેબસકી હૈ
યે મુઝમેં લવલીન હુવા હૈ મૈં ઇસ્મેં લવલીન



અંક ૩ જો

---

શ્યામલતા— ૨૨

ધર્મ કહતા હૈ કે હાં અપની પરીક્ષા હો જાય
પ્રેમ કહતા હૈ પ્રથમ મેરી ચિકિત્સા હો જાય
ધાર આંસૂકી બને ગર્મ રુધિર છાતીકા
વોહ સહનશીલતા હો ગયર ભી અપના હો જાય
યા તો ઇસ પાપકે સંસારમે હો ચયન અમન
વર્ના અન્યાયકા રહે વિશ્વ ભી સૂના હો જાય

જલ્દ વોહ રાસ્તા બતલાયે કોઈ શપેશ્યામ
કૈમ રહેં જાય વોહ ભી રહેં ઘર ભી નમૂના હો

---

કુંદા— ૨૩

હાં દેખના દેખના ગર્વીલી નારી
કૈસી મેં પહની દોધારી કટારી હું આરી હું
પ્રલયકાલકી નારી હું કારી હું
ચપલા ચામુંડા ચંડી હું મહિમા મહાશક્તિ હું
પરમ પ્રચંડી જ્વાલામુખી હું—
મેરે કોપસે મેરે તાપસે મેરે હાથસે મેરે દાવસે
બચ સકતી હી નહીં હે તૂ
મેં વોહ આગ લગાનેવાલી ચિનગારી હું-

વિષ્ણુ— ૨૪

ભાવકે ભૂકે હેં ભગવાન્
ભાવના હો યદિ સચ્ચી મનમેં તો સબ વ્યર્થ વિધાન
ભક્તજનોંકા ભાવ હી હોતા ચારોં ફલકા દાતા,
ભાવસે જો પાષાણકો પૂજે નારાયણ મિલ જાતા.
ભાવ હી ઇસલિયે હે પ્રધાન

ચંચલા— ૨૫

પુરુષોંને હમકો ફાંસ લિયા પિંજરમેં,
પ્યારી પ્યારી કહે ડાલ દિયા પિંજરમેં.
જબ આદિ પુરુષને સૃષ્ટિકો ઉપજાયા,
હરએકકો ઉસને એક સમાન બનાયા,
પર પુરુષ જાતિને અપ્ને પુરુષાર્થ દિખાયા,
અપનેકો ઉંચ ઔર નીચ હમેં ઠહરાયા,
ભોલી ચિડિયોંકો કયદ કિયા પિંજરમેં-
જ્યોં હી છૂટા નવ માસકા બંદી.ખાના,

ઔર પડા જગતકે કારાગારમેં આના,
બસ પિતા પતિ પુત્રોંમેં હુવા ઠિકાના,
તીનો પન બંધનહીમેં પઢે બિતાના,
હમને તો પ્રેમકા જામ પિયા પિંજરમેં —

**ચંચલ, પ્રમોદ તથા લોભીલાલ** — ૨૬

દેખો યારો ઘરવાલેકો ઘરવાલીસે જ્ઞાન મિલા;
રાષ્ટ્રીય વિદ્યાલયસે યહાં જ્યાદા વિદ્યાદાન મિલા;
સુખદાતા અબ હૈ ઘરવાલી ગુરુમાતા અબ હૈ ઘરવાલી
યેહ ન કહો હે પ્રાનધની તુમ હો સ્વામી મૈં સેવકની
પડી હતોડી જબ તબલેપર થાપ ચોટ નિકલી તબ સુંદર
સચ હૈ દેવતા સચ હૈ દેવી,
આજ તુમ્હારે પુણ્યસે પાપીકો ભી સ્વર્ગસ્થાન મિલા.

## અંક ૪ થો

**સભાસદો—** ૨૭

જય ત્રિભુવનભર્તા સંકટહર્તા જગકે કર્તા
મોહભરે જગદીશ હરે.
જય જનકે રક્ષક ખલકે ભક્ષક જન્મમરણુસે
તીતપરે જગદીશ હરે,
જય સુખકે સાગર જગત ઉજાગર
નાગર નાના રૂપધરે જગદીશ હરે.



# ખુશખબર



અમો નીચે જણાવેલી મશીનરી તથા મશીન ટુલ્સ વેચીએ છીયે, તેમજ રીપેરીંગ તથા કોન્ટ્રાક્ટથી ગોઠવી આપીએ છીયે.

દરેક સાઈઝના સ્ટીમગેસ ઓઈલએનજીન તથા બોઈલર્સ કંકી સેન્ટ્રીફ્યુગલ, પંપ, હાઉસપંપ, જીન, પ્રેસફેક્ટરીઓ તથા ઘંટી હલર પોલીસીંગ ઇલેક્ટ્રીક ડાયનેમો. મોટર તથા કંબાઇન્ડ મોટર પંપ તથા બેઠઆકૃતીગ પુલી પેડેસલબ્લોક ગનમેટલના દાગીનાઓ, ભરી તથા ટર્ન કરી આપવામાં આવે છે, તેમજ હ્યુમીડ પાયસ, અન્ડર ગ્રાઉન્ડનોઝલ, કન્સ્ટ્રક્શન તથા રૂફીંગટ્રસીસ મીલ જીનગીયરીંગ પીલર્સ ગર્ડર્સ કન્સ્ટ્રક્શનસ વિગેરે કામ ટાઇમસર સન્તોષકારક રીતે કરી આપવામાં આવે છે.

એસ્ટીમેટ પ્લાન તથા ભાવ તાલ માટે નીચેના સરનામે મળો અગર લખો. ટ્રાયલ ઓર્ડર આપી ખાત્રી કરો

**એસ. એન. બ્રધર્સ**

એનજીનીયર્સ

જનરલ કોન્ટ્રાક્ટરસ એન્ડ મેન્યુફેક્ચરર્સ

એજંટસ;

માસ્ટર બીલ્ડીંગ, ઘીકાંટારોડ; અમદાવાદ